વ્હાલાં માત-પિતાના આત્મા તેમના

બાળક તરફથી ભેટ.

# આર્યબોધવચન.



પ્રકાશક

બ્હેન લીલાવતી વૈકુંઠરાય.

અમદાવાદ.

# માતૃભૂમિનો સંદેશો.



ભારતમાતાની તેના શુરા સંતાનો પ્રત્યે આજ્ઞા થઇ છે કે ન્યાયાસન આગળ ઝળકતા મોઢે ઉભા રહેવા, સત્કર્મની પોથીમાં ઉમેરો કરવા, અને ખોટા મોહમાં ફસાતાં દૂર થવા માટે તેના ગરીબડા, ઉત્તેજન વગર ભૂખે મરતાં કારીગરોના હાથથી બનેલી પવિત્ર વસ્તુઓજ ફક્ત વાપરવાનો દૃઢ નિશ્ચય કરી માતાની કુખને દીપાવી કૃતાર્થ થાઓ. કારણ કે તેના વહાલા શરીરનો રક્તકણ તમારી નાડીઓમાં વહન કરે છે, અને તેની પવિત્ર આજ્ઞા શિરોધાર કરવી એ તમારી પ્રથમ ફરજ છે.



सत्यमेवजयते

ધર્મ અને નીતિનાં પુસ્તકો વાંચવાં અને વંચાવવાં એ મનુષ્યની ફરજ છે એમ સમજી આ પુસ્તક ઓછામાં ઓછાં દસ માણસોને વંચાવવા અથવા વાંચી સંભળાવવાનું હું માથે લઉં છું. જો તેમ ન બને તો હું જાતે દસ વખત વાંચી જઇને તે ફરજમાંથી મુક્ત થઇશ.

લી.

નોંધ—

# બે બોલ



આ જગતમાં કોઇ ચીજ નરી નવી નથી. હાલના તમામ ગ્રંથોમાં જે બોધ લખેલો છે, તેજ બોધ પૂર્વના વખતમાં પણ હતો જ. માણુસ સંસારની ઉપાધિમાં પડેલ હોવાથી હમેશની સાદી સરલ શિખામણો ધ્યાનમાં રાખી શકતો નથી, ને તેથી પોતાનું જીવતર એળે ગાળે છે, એટલા માટે જ બોધના ગ્રંથો હમેશાં વાંચવાનું તેમજ કથાઓ હમેશાં સાંભળવાનું કહેલું છે, જેથી કોઇ વાર સારી વાત દિલમાં દ્દઢ વસી જાય, તો કલ્યાણ થઇ જાય. ધર્મ અને નીતિના સંસ્કારો તો ખરૂં જોતાં માતાના ધાવણ સાથે જ મળવા જોઇએ, પરંતુ હાલના કાળમાં તેવું સદ્‌ભાગ્ય થોડાકોને જ મળતું હશે.

માનવજાતિના વર્તનને ઉંચી સ્થિતિએ લાવવવામાં, માણુસ મટાડીને દેવ બના-

વવામાં, જે સાદા, સરલ અને મુખ્ય ગુણો વિના ચાલે તેમ નથી, તેવાં ઉપયોગી વચનોનો આ સંગ્રહ છે.

કાચી વયના બાળકોને સારો બોધ મળે અને નીતિમાન બને, તે હેતુથી આ સનાતન બોધ-વચનો મફત વહેંચવાને છ. પાવેલાં છે. શ્રીહરિની કૃપાથી એ હેતુ સફળ થાઓ, એવી સાદર પ્રાર્થના છે.

શ્રીહરિએ જેને લક્ષ્મી આપી હોય તેની પવિત્ર ફરજ છે કે, શ્રીહરિના બાળકોને માટે, શ્રીહરિનો આપેલો પૈસો, શ્રી હરિને પ્રિય આવા રૂડા કામમાં યથાશક્તિ ખરચી, પોતાના ધનને સફળ કરવું અને શ્રીહરિના વહાલા થવું.

અમદાવાદ, } પ્રકાશક—
તા. ૧૫-૧૧-૨૨ }



# આર્યબોધવચનો.



નીચેનાં સિદ્ધાન્તવચનો અને બોધવચનો સંસ્કૃત ગ્રંથોમાંથી લીધેલાં છે, અને તેનો છૂટો ભાવાર્થ અહિં લખેલો છે, જેથી આપણા પૂર્વજોના નીતિ સબંધી કેવા વિચારો હતા, તેનો ખ્યાલ આવશે. મદ્રાસ-થિયોસોફી સોસાયટીએ પ્રકટ કરેલા ચોપાનીઆ ઉપરથી આ અનુવાદ કરેલો છે.



ૐ

૧

૧. ઇશ્વર હરેક માણસના હૃદયમાં વસેલો છે.

(ગીતા=૧૮-૬૧)

૨. હે માણુસ, તું એમ માને છે કે, તું એકલો છે, તને કોઇ દેખતું નથી, ને તેથી તું પોતાની મરજીમાં આવે તેમ વરતે છે, પણ તેમાં તું ભૂલ કરે છે, કારણ કે તારા હૃદયમાં રહેલો સનાતન અન્તર્યામી પ્રભુ તને દેખે છે, પણ તું એને દેખતો નથી. જે કંઈ પણ તું કરે છે તે દરેક વસ્તુ તે દેખે છે અને તેની નોંધ લે છે. આત્મા જ આત્માનો સાક્ષી છે અને આત્મા જ આત્માનો રક્ષક છે, માટે તું આત્માનું અપમાન કરતો નહિ.

( મહાભારત=૧-૯૮-૮; મનુ-૮-૮૫)



૩. તન, વચન અને શરીર વડે કરેલા શુભ કર્મનું ફળ સુખ મળે છે, અને અશુભ કર્મનું ફળ દુઃખ મળે છે, અને કર્મ પ્રમાણે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ જન્મ પણ મળે છે. માણુસ જેવું વાવે તેવું લણે છે. કરેલાં કર્મનું જ ફળ મળે છે, પણ

નહિ કરેલાં કર્મનું ફળ કદાપિ મળતું નથી.

( મનુ=૧૨-૩; ભારત-અનુશા. ૬-૩૦;
વિ. પુ૦૧-૧-૧૮ )



૪. માણુસને જે દુઃખ મળે છે તેનું કારણુ અધર્મ છે અને જે સુખ મળે છે તેનું કારણુ ધર્મ છે, તેમજ માણુસને ઉત્તમ ગતિ મળે છે તેનું કારણુ ધર્મ છે અને હલકી ગતિ મળે છે તેનું કારણુ અધર્મ છે, એ બધાનો પોતાના મનથી વિચાર કરીને હમેશાં ધર્મને માર્ગે ચાલવું અને મન, વચન અને શરીર વડે સદા શુભ કર્મ કરવાં.

( મનુ=૬-૬૪; ૧૨-૨૩; ૧૧-૨૩૧ )



૫. તું આત્મા વડે આત્માનો ઉદ્ધાર કર, કેમકે આત્મા જ આત્માનો બંધુ છે અને આત્મા જ આત્માનો શત્રુ છે, એટલે જો મનને સંસારની વિષયવાસનામાં આસક્ત

રાખીશ, તો તારી બુરી વલે થશે, પણ જો મનને ધર્મના અને ઈશ્વરના વિચારમાં આસકત રાખીશ, તો તારૂં કલ્યાણ થશે, એ નક્કી માનજે.

( ગીતા=૬-૪ )



૬. માણસનું મન જ બંધ અને મોક્ષનું કારણ છે, એટલે વિષયાસકત મન બંધનું, દુઃખનું કારણ છે અને નિર્વિષયી [ વિષયોનું ચિન્તન નહિ કરનાર-વિષયોમાં વૈરાગ્ય પામેલું ] મન મોક્ષનું, બ્રહ્માનંદનું કારણ છે. તેથી વિવેકી અને સમજુ માણસે મનને વિષયોનું ધ્યાન કરતાં રોકીને પર-બ્રહ્મના વિચાર કરવામાં પરોવવું, જેથી મુક્તિ મળે.

( વિ. પુરાણ=૬-૭-૨૨, ૩૦ )



૭. માણસ આ દેહ છોડીને પર-લોકમાં જાય છે, ત્યારે તેનાં મા, બાપ, સ્ત્રી,

છોકરા કે સગાં વહાલાં–એમાંથી કોઈ પણ એની સાથે જતું નથી. એનું કરેલું સારૂં અથવા નરસું કર્મ જ તેની સાથે જાય છે. તેથી કરીને માણસે હમેશાં ધીમે ધીમે પોતાનો કાયમનો હિતેચ્છુ સાથી બનાવવાને માટે ધર્મનો સંચય કરવો, કારણ કે ધર્મરૂપ સાથી વડે જ આ વિકટ ભવસાગર તરી જવાય છે.

(મનુ=૪–૨૪૧, ૨૪૨)



## ૨.

# સામાન્ય બોધવચન



૮. [૧] ધૃતિ–સંતોષ, [૨] ક્ષમા–બીજાનું મન, વચન, અને કર્મ વડે શુભ કરવું અને અપકારને બદલે પણ ઉપકાર કરવો, [૩] દમ–વિષયવૃત્તિને રોકવી, [૪] અસ્તેય–કોઇ પણ ચીજ તેના માલિકની પરવાનગી વગર લેવી નહિ તેમ અન્યાય-થી પણ કોઇની ચીજ લેવી નહિ, [૫] શૌચ–મન, વચન અને શરીરની પવિત્રતા એટલે મનમાં શુભ વિચારો કરવા, જીભ વડે શુભ વાણી બોલવી અને શરીર વડે શુભ કર્મ કરવાં, [૬] ઇન્દ્રિય–નિગ્રહ–ઇન્દ્રિયોને અધર્મમાં જતાં રોકીને તે વડે ધર્મયુક્ત કર્મો કરવાં, [૭] ધી–લૌકિક વિદ્યા ભણવી અને બુદ્ધિ કેળવવી, [૮] વિદ્યા–ઇશ્વર સંબંધી જ્ઞાન મેળવવું, [૯] સત્ય–મનમાં હોય તેવું બોલવું ને બોલવું તેવું

કરવું, મન, વચન અને કર્મની એકતા, [૧૦] અક્રોધ-ક્રોધ, લોભ, મોહ વગેરે દુષ્ટ ગુણોનો ત્યાગ, મનની શાંતિ, આ ધર્મનાં દસ લક્ષણો છે. આનું જે કોઇ સેવન કરશે તેજ કલ્યાણ પામશે.

(મનુ=૬-૯૨)



૯. લોભ, એદીપણું, કાયરપણું, નિર્દયપણું, ધર્મ-ઇશ્વરને માનવો નહિ, આચાર પાળવો નહિ, બીજાઓની ખુશામત કરી પેટ ભરવું, પોતાનાં કરવાનાં કામમાં બેદરકારી રાખવી, તેમજ મુવા પછી કંઇ ભોગવવાનું નથી એવી નાસ્તિક મતિ રાખવી, ધર્મશાસ્ત્રોની નિન્દા કરવી, દેવતાઓની નિન્દા કરવી, પારકાનો દ્વેષ કરવો, અહંકાર રાખવો, ક્રોધ કરવો, કઠોર લાગણી રાખવી, એ બધાં તમોગુણનાં લક્ષણો છે, માટે તેનો ત્યાગ કરવો જરૂરનો છે.

(મનુ=૧૨-૩૩; ૪-૧૬૩)



**૧૦. શુભ કર્મ કરવામાં અડગ રહેવું, સરલ રીતભાત રાખવી, આવી પડેલું દુઃખ આનંદથી સહન કરવું. દુર્જન લોકોથી દૂર રહેવું, કોઇને પીડા કરવી નહિ, ઇન્દ્રિયોને વશ રાખવી અને દાન કરવાની વૃત્તિ રાખવી, આ ગુણ જેનામાં હોય, તેને સ્વર્ગ સુખ મળે છે.**

( મનુ=૪-૨૪૬ )



૧૧. તારા બાપદાદાઓ ધર્માત્મા વિદ્વાનોને જે માર્ગે ચાલ્યા હોય, તે માર્ગે તું ચાલજે. જેમ વિષમાંથી અમૃત લેવાય તેમ દરેક કનેથી સારી વાત ગ્રહણ કરવી— બાળક કનેથી સારી સલાહ, શત્રુ કનેથી શુભ આચરણ અને પવિત્ર જગ્યાએથી સોનું લઇ લેવું.

( મનુ=૨-૨૩૯; ૪-૧૭૮ )



૧૨. ભૂતમાત્રનું હિત થાય એવાં પુણ્યનાં કામ વધુ ને વધુ કરવાં.

( વિ. પુરાણ=૧-૧૧-૨૩ )



૧૩. ધર્મને માર્ગે ચાલતાં ગમે તેવું દુઃખ આવી પડે, તોપણ અધર્મનો વિચાર સરખો મનમાં લાવીશ નહિ.

( મનુ=૪-૧૭૧ )



૧૪. માણસને પોતાને હાથે કંઇ પાપ કર્મ થઇ ગયા પછી તેમાંથી મુક્ત થવાની ઇચ્છા હોય, તો તેણે ખરા મનથી પશ્ચાતાપ કરવો અને ફરીને કદાપિ તેવું કામ કરવું નહિ

( મનુ=૧૧-૨૩૦ )



## ૩.

# ખાસ બોધવચનો.



૧૫. સત્ય બોલવું. સદા કેવળ સત્યનો જ જય થાય છે, અસત્યનો કદીએ જય થતો નથી, પાપે ખે થાય છે. મનની, વચનની અને કર્મની એકતા, એનું નામ સત્ય સમજવું. સત્યથી બીજો એકે ધર્મ મોટો નથી અને અસત્યથી બીજું એકે પાપ મોટું નથી, એટલા માટે સત્યને, કેવળ સત્યને જ સદા સર્વ અવસ્થામાં વળગી રહેવું. સત્ય એ મોટું તપ છે. આપણાં તમામ કર્મોની સફળતાનો આધાર સત્યના પરિપાલન ઉપર છે. સત્ય સિવાય બીજું કંઇ પણ શ્રેષ્ઠ નથી.

( તૈ. ઉ.=૧-૧૧; મું.-ઉ. ૧; શાં. ઉ. ૧;
મહાનિર્વાણ=૪-૭૦, ૭૩ )



૧૬. ધર્મનું સેવન કરવું. ધર્મનો વધ કરવાથી તમારો પોતાનો જ વધ થશે. ધર્મની રક્ષા કરવાથી તમારી પોતાની જ રક્ષા થશે. તેથી ધર્મનો વધ [ નાશ ] રખેને તમારાં સર્વેનો વધ કરે, એની ઘણી કાળજી રાખવી.

( મનુ=૮-૧૫ )



૧૭. કોઇની હિંસા કરવી નહિ. અહિંસાનો ખરો અર્થ એમ છે કે, સર્વત્ર આત્મ-ભાવ રાખીને ક્રોધ, લોભ, મોહ કે પ્રમાદથી પણ મન વડે કોઈ પણ પ્રાણીને પીડા કરવાનું ચિંતવવું નહિ, વાણી વડે કોઇ પણ પ્રાણીને સીધી રીતે કે આડક્તરી રીતે પીડા થાય એવું બોલવું નહિ તથા શરીર વડે કોઈ પણ પ્રાણીને પીડા કરવી નહિ તેમજ તેનો નાશ પણ કરવો નહિ. સર્વ પ્રાણીઓમાંથી વૈરબુદ્ધિ તજવી અને સર્વત્ર પોતાના જેવો પ્રેમ-ભાવ રા-

ખવો. અહિંસાના બરાબર પરિપાલન સિવાય દયા, દાન, ભક્તિ, ઉપાસના વગેરે બીજા શુભ ગુણો સફળ થતા નથી. અહિંસા એ આપણું મોટામાં મોટું બળ છે અને મોટામાં મોટો સહાયક છે. અહિંસાજ સુખ, સત્ય અને બીજા શુભ ગુણોનું મૂળ છે.

(ભારત=અનુશાસન=ર-૬, ૫૭, ૧૮)



૧૮. ક્ષમા એ સાધુ પુરૂષોનો સ્વભાવ છે. કોઇ પણ આપણી સાથે ભૂંડી રીતે વર્ત્યો હોય, તોએ આપણે પણ તેની સાથે એવી રીતે નહિ વરતવું. અપકારના બદલામાં ઉપકાર કરવો. પાપીની સામે પાપી થવું નહિ, પણ સાધુ થવું. સંત પુરૂષ તો બીજો કોઇ પોતાને મારી નાંખતો હોય તોપણ તેના તરફ દ્વેષભાવ રાખતો નથી. તે તો સમસ્ત જગતનું કલ્યાણ થાઓ એવા જ વિચાર અહોરાત

રાખે છે. જેમ ચંદન પોતાને કાપનાર કુહાડીની ધારને પણ પોતાની સુગંધ આપે છે તેમ.

( વિ. પુ. ૧-૧-૨૧; મનુ=૬-૪૭; હિતોપદેશ )



૧૯. કૃતજ્ઞ એટલે નિમકહલાલ રહેવું. ખુન કરનારાઓને માટે, ચોરી કરનારાઓને માટે, દારૂ પીનારાઓને માટે અને એવાં બીજાં પાપ કર્મ કરનારાઓને માટે ઋષિ-મુનિ લોકો પ્રાયશ્ચિત્ત લખી ગયા છે, પણ ઉપકારના બદલામાં અપકાર કરનારાઓને માટે, નગુણાઓને માટે કંઇ પણ પ્રાયશ્ચિત્ત લખી ગયા નથી, માટે માણસે કદાપિ વિશ્વાસઘાતી, કૃતઘ્ન થવું નહિ.

( રામાયણ-કિષ્કિન્ધા=૪૩-૨ )



૨૦. ઉપકાર કરવાની વૃત્તિ રાખવી. જે હલકા મનનો માણસ હોય છે, તે જ

માણુસ, આ મારા કુટુંબનો માણુસ છે કે નહિ, એમ પોતાને મનને પૂછીને કામ કરે છે, પણુ સંત પુરૂષો તો આખા વિશ્વને પોતાનું કુટુંબ ગણીને વરતે છે. જે માણુસ બીજા કોઇને પણુ કોઇ પણુ જાતનું જાણી બુઝીને દુઃખ દેતો નથી, પણુ વિશ્વમાત્રનું શુભ ચાહે છે ને કરે છે, તે જ માણુસને પરમ સુખ પ્રાપ્ત થાય છે.

(તૈ. ઉ ૧૧; હિતો ૧-૭૯; મનુ=૫-૪૬; મહોપનિ.)



૨૧. પ્રામાણિકપણે, ન્યાયથી મેળવેલાં ધન્યધાન્યમાંથી બીજાં દુઃખીઆરાઓને પ્રેમ-ભાવથી યથાશક્તિ આપવું, એનું નામ દાન છે. પોતાના ગજા મુજબ નિરાધાર, આંધળાં, લંગડાં, લૂલાઓ, સાચા નિર્ધન ધાર્મિક વિદ્વાન સાધુ સન્યાસીઓ અને વિદ્યાર્થીઓને પણુ દાન આપવું. પોતાનાં આશ્રિત, પોતાનાં કુટુંબનાં માણુસોને દુઃખી

કર્યા વિના બીજાં પ્રાણીઓના ભલાને માટે [ ધર્માદા માટે ] યોગ્ય ધન જુદું કાઢવું.

( શાં. ઉ. ૨; મનુ=૪-૩૨ )



૨૨. લોભ રાખવો નહિ કામ ક્રોધાદિ દુર્ગુણોનું મૂળ લોભ છે, તેથી ખંત રાખીને લોભનો નાશ કરવો. પોતાના ગુજરાનને માટે હદ ઉપરાંત વળખાં મારવાં નહિ, હાયહોય કરવી નહિ, કારણ કે વિધાતાએ તે નિર્માણ કરી રાખેલું જ છે. માણસ જન્મે છે કે તરત જ તેના ગુજરાનને માટે માતાના થાનમાંથી ધાવણ નીકળે છે. જ્ઞાની માણસ પારકાના કલ્યાણને અર્થે પોતાનું ધન અને પ્રાણ આપી દે છે. ધન અને પ્રાણનો નાશ વહેલો મોડો થવાનો એ નક્કી છે, તેથી પરોપકારમાં તે ધન અને પ્રાણ આપી દેવાનું તેઓ વધારે પસંદ કરે છે.

( મનુ=૭-૪૬; હિતોપદેશ=૧-૨૭૭, ૪૩, ૪૯ )



૨૩. પારકી ચીજ લેઇ લેવાની હરામ દાનત રાખવી નહિ. ચોરી નહિ કરવી, એનો અર્થ એવો છે કે પારકી ચીજ માલીકની રજા વગર અગર અન્યાયથી લેવાની ઇચ્છા મનસા, વચસા અને કર્મણા કદાપિ કરવી નહિ.

( ઇશોપ. ૬; શાંડિલ્ય ઉપ. ૧ )



૨૪. તારાં પોતાનાં કર્મ મુજબ તને જે માન આબરૂ મળે તે કરતાં વધારે માન આબરૂ માટે ઇચ્છા કરવી નહિ.

( વિ. પુરાણ=૧-૧૧-૨૨, ૨૯ )



૨૫. સંતોષ રાખવો. ન્યાયને માર્ગે ચાલતાં જે કંઇ સુખ દુઃખ આવી પડે અથવા જે કંઇ પ્રાપ્ત થાય, તેમાં ખરો આનંદ માનીને રહેવું-એનું નામ સંતોષ જાણવો. વિષયો ભોગવવાથી કામ [તૃષ્ણા]

કદી પણ શાંત થતો નથી, પણ ઘી પડવાથી જેમ અગ્નિ વધારે જોશથી બળે છે, તેમ ભોગ ભોગવવાથી તૃષ્ણા વધે છે, ચિત્ત વધુ ચંચળ થાય છે અને છેવટે દુઃખની પ્રાપ્તિ થાય છે. સંતોષ સુખનો હેતુ છે અને તૃષ્ણા દુઃખનો હેતુ છે. વિષયતૃષ્ણાનો ક્ષય એ સાચો સંતોષ છે.

( મનુ=૨-૯૪)



૨૬. ધન અથવા સગાં સંબંધીની હાનિમાં કે લાભમાં સર્વદા મનને સ્થિર રાખવું, એનું નામ ધૈર્ય છે, ને એ ગુણ માણસે હમેશાં કેળવવો જોઇએ. દુઃખને વખતે નાહિંમત થવું નહિ. તેમ સુખને વખતે ફુલાઇ પણ જવું નહિ. સદા ચિંતા, ભય, ક્રોધ, દ્વેષ વગેરે દુર્ગુણોને દૂર રાખવા અને સદા શુભ કર્મોનાં શુભ જ ફળ આવશે, એમ પાકી શ્રદ્ધા રાખવી

( શાં. ઉ.; ગીતા=૨-૫૬ )



૨૭. ઇન્દ્રિયોના વિષયમાં આસક્ત રહેવાથી માણુસને હાથે એક અથવા બીજું કોઇ પણ પાપનું કામ થઇ જાય છે; એમાં તલપૂર સંદેહ નથી, તેટલા માટે માણુસે હમેશાં ઇન્દ્રિયોને ખુબ વશ રાખવી અને તેમ કરેથી તેને અક્ષય સુખની પ્રાપ્તિ થશે. ક્રોધ એ મૂર્ખા માણુસોનું ગાંડપણુ છે, તે તેમને મુબારક હો, પણ તે ડાહ્યા સમજુ માણુસને શોભે નહિ.

(મનુ. ૨-૯૩; વિ. પુ. ૧-૧-૧૮)



૨૮. સઘળાં કામો જો ડહાપણુથી, ચતુરાઇથી કરવામાં આવે, તો તે જરૂર સફળ થાય છે.

(વિ. પુ. ૧-૧૩-૭૮)



૨૯. સર્વદા માણુસે સત્ય અને પ્રિય વચનો બોલવાં જોઇએ. કોઇની પણ સાથે ખાલી કજીઆ કે વેર બાંધવું નહિ તેમજ

કોઈની પણ નકામી કુથલી પણ કરવી નહિ

( મનુ-૪-૧૩૯ )



૩૦. માણસે પોતાના આત્મા પ્રમાણે બીજાઓને ગણવા જોઈએ. જેમ આપણને આપણા પ્રાણ અત્યન્ત વહાલા છે, તેમ બીજાં પ્રાણીઓને પણ પોતાના પ્રાણ તેવાજ વહાલા હોય છે, એમ જાણીને પોતાને જે પ્રતિકુળ એટલે દુઃખકારક લાગે તેવું કંઈ પણ વર્તન બીજાં પ્રાણીઓ સાથે ચલાવવું નહિ, પણ એમની સાથે દયાથી વર્તવું. સુખ અથવા દુઃખ, પ્રિય અથવા અપ્રિય, દાન અથવા નિષેધ, એ સર્વમાં દરેક માણસે, પોતાના આત્માને કેવું લાગશે તેનો વિચાર કરીને, બીજાઓ માટે અનુમાન કરવું.

( મહાભારત-અનુ. ૧૧૬; હિતોપદેશ-૧-૨-૧૧)



૩૧. માંસાહાર અને મદિરાપાન કરવું નહિ, આહારવિહારમાં, ખાવાપીવામાં, ઉંઘવાજાગવામાં અને કામ કરવામાં મધ્યમસર રહેવાથી માણુસ ઘણી આફતોમાંથી બચી શકે છે.

(મૈત્રી ૭૫. અને ગીતા–૬–૧૭; બ. ઉ.)



૩૨. પ્રાચીન કાળથી જણાયલું છે કે, જુગાર રમવામાં જબરો અનર્થ રહેલો છે, તેથી હરેક સમજુ શાણા માણુસે જુગાર અને એના જેવી બીજી સટ્ટા વગેરે રમતોનો વિનોદની ખાતર પણ વિચાર સરખો કરવો નહિ.

(મનુ–૯–૨૨૭)



૩૩. તમારી માતાને માન આપજો, તમારા પિતાને માન આપજો, તમારા ગુરૂને

માન આપજો, તેમ તમારાં વડીલોને પણ માન આપજો.

(તૈ. ઉ.; મનુ-૪-૧૩૪)



૩૪. તમારાથી હલકા માણસોનો, અંગે કંઇ પણ ખોડખાંપણવાળા માણસોનો, અભણ માણસોનો, ઉમ્મરે મોટા માણસોનો, કદરૂપ માણસોનો, નિર્ધન માણસોનો, અને હલકી જાતના માણસોનો કદી પણ તિરસ્કાર કરતા નહિ.

(મનુ-૪-૧૪૧)



૩૫ સિંહ જેવા બહાદુર માણસને પણ ઉદ્યોગ અને મહેનત કર્યા વિના લક્ષ્મી સાંપડતી નથી. માટે દરેક જણે પોતપોતાનો ધંધો રોજગાર કરવો જોઇએ, કારણ કે કર્મ નહિ કરવા કરતાં, એટલે આળસુ નવરા

બેસી રહેવા કરતાં કર્મ કરવું વધારે શ્રેષ્ટ છે, એટલે સંસારનાં સર્વ કામોનો કોઇ કાળે પણ ત્યાગ કરવા કરતાં તેજ કામો નિષ્કામ ભાવથી લોક કલ્યાણને માટે કરતા રહેવાનો માર્ગ અધિક શ્રેયસ્કર છે, અને વળી કામ નહિ કરવાથી તો ખાવાનું પણ નહિ મળતાં તારા શરીરનો નિર્વાહ સુદ્ધાં ચાલશે નહિ.

( હિતોપદેશ=૩૧; ગીતા=૨-૪૭; ૩-૮ ).



૩૬. સર્વ જાતની પવિત્રતામાં ધન મેળવવામાં રાખેલી પવિત્રતા આ જગતમાં શ્રેષ્ટમાં શ્રેષ્ટ ગણાય છે, માટે ધર્મયુક્ત પ્રામાણિક માર્ગેજ ધન મેળવવું. ખાસ કરીને અમલદાર લોકોએ તો અરજદાર માણસો કનેથી કદી પણ લાંચ લેવી જોઇએ નહિ, પણ પ્રામાણિકપણે પોતાની ફરજ અદા કરવી જોઇ. જે દુષ્ટ અમલદારો અરજદારો પાસેથી લાંચ લે, તેઓની સઘળી માલમીલકત લઇ

લેઇને રાજાએ તેને દેશમાંથી કાઢી મેલવો જોઇએ.

(મનુ-૭-૧૨૪).



## -સમાપ્તિ-



૩૭. જે કોઇ જગતને હરિમય અને હરિને જગતમય જુવે છે, તેવો કોઇ પણ માણુસ કોઇ પણ પ્રકારનું પાપાચરણ કરી શકતો નથી.

(ઈશોપનિષદ-૬).



**જયાં ધર્મ છે, ત્યાં જય છે.**



ૐ



નીચે આપેલાં બોધવચનો અથર્વવેદનાં કાંડ ત્રીજા, સૂક્ત ત્રીસમાના સાત મંત્રો ઉપરથી અને છઠ્ઠા કાંડના ચોસઠમા સૂક્તના ત્રણ મંત્રો ઉપરથી લીધેલાં છે.



# અર્થ અને ઉપદેશ

## મંત્ર પહેલો

૧. માણસોએ સહૃદય (અનુભવ-શીલ હૃદયવાળાં) થવું જોઇએ.

૨. પોતાનું મન સંસ્કૃત કરીને ઉત્તમ બનવું જોઇએ.

૩. સર્વે માણુસોએ પરસ્પર દ્વેષ ક-
રવો નહિ જોઇએ.

૪. સર્વે માણુસોએ પરસ્પર પ્રેમ
રાખવો જોઇએ.

૫. ગાય અવધ્ય છે, એનો કદી પણ
વધ કરવો નહિ જોઇએ.



## મંત્ર બીજો

૬. પુત્રને યોગ્ય છે કે, તેણે પોતાના
બાપનાં આરંભ કરેલાં શુભ કામો પૂરાં કરવાં.

૭. માતાના ઉત્તમ હોવાથી પુત્ર શુદ્ધ
મનવાળો હોઈ શકે છે, તેથી માતા શિક્ષિતા
તથા વિદુષી હોવી જોઇએ.

૮. પત્નીને ઉચિત છે કે, પોતાના
પતિની જોડે મધુર અને શાંતિ કરવાવાળી
વાણીદ્વારા વાતચીત કરવી.



## મંત્ર ત્રીજો

૯. ભાઇ અને બ્હેન વચ્ચે પરસ્પર દ્વેષ હોવો નહિ જોઇએ.

૧૦. સર્વે માણસોને ઉચિત છે કે, તેઓ સમાન રીતે કાર્ય કરતાં રહી ઉત્તમ બને.

૧૧. એક બીજા સાથે વાતચીત કરતી વેળાએ ઉત્તમ ઉત્તમ અને કલ્યાણકારક વાણી બોલવી.



## મંત્ર ચોથો.

૧૨. સર્વે માણસોને ઉચિત છે કે, પોત પોતાના ગામમાં, નગરમાં અને દેશમાં એવા ઉત્તમ જ્ઞાનનો પ્રચાર કરવો, કે જેથી માણસો વચ્ચે વિરોધભાવ અને દ્વેષ વધે નહીં



## મંત્ર પાંચમો.

૧૩. જો શ્રેષ્ટ અને બુદ્ધિમાન માણસો મળીને એકઠું કામ કરે તો અવશ્ય કાર્ય-સિદ્ધિ થાય છે.

૧૪. એકઠાં મળી કામ કરતાં પરસ્પર દ્વેષ ઉત્પન્ન થવાનો વધારે સંભવ રહે છે, માટે આપસ આપસમાં દ્વેષ ઉત્પન્ન ના થાય, તે માટે માણસોએ ખાસ ધ્યાન રાખવું જોઇએ.

૧૫. એક સંસ્થામાં કામ કરનાર માણસોને ઉચિત છે કે, તેઓ એક બીજા સાથે વાતચીત કરતી વેળાએ પ્રિય વાણીનો પ્રયોગ કરે, કારણ કે થોડાં કડવાં વેણોથી કોઇવાર મોટા મોટા ઝગડા થવા પામે છે.

૧૬. જે માણસો એકઠાં મળી કામ કરવા ઇચ્છે, તેઓએ પોતાના મનને ઉત્તમ

અને સંસ્કૃત કરવું જોઇએ અને ત્યારે જ કાર્ય સિદ્ધિ થશે.



## મંત્ર છઠો.

૧૭. સર્વે માણુસોનું ખાવું પીવું એક સરખું હોવું જોઇએ.

૧૮. પરમાત્માએ આ સંસારમાં સર્વ માણુસોને એક મહાન ઉદ્દેશને પૂરો કરવાને માટે એક ધુરામાં જોડયા છે, તેથી માણુસોની ફરજ છે કે, પોતાને માણુસ સમાજનું એક અંગ સમજીને માણુસ માત્રની ઉન્નતિ કરવાને સર્વદા પ્રયત્ન કરવો જોઇએ.

૧૯. સર્વે માણુસોએ મળીને એક જ પ્રકાશ સ્વરૂપ પરમેશ્વરની પૂજા કરવી જોઇએ.



## મંત્ર સાતમો.

૨૦. એકઠાં મળી કામ કરનાર માણસોનાં મન સુવિદ્યાથી સારા સંસ્કારવાળાં હોવાં જોઇએ.

૨૧. ઐશ્વર્યાદિ ઉપભોગ્ય પદાર્થોની સરખી વહેંચણી નહિ થવાથી પરસ્પર દ્વેષ થાય છે, એટલા માટે એકતા-સંપ-ની ઇચ્છા રાખનાર સર્વ માણસોને ઉપભોગ્ય પદાર્થ સમાન હોવાં જોઇએ.

૨૨. વિદ્વાન લોકોનો ધર્મ છે કે, તેઓ પ્રાતઃકાળે અને સાયંકાળે સત્યજ્ઞાનનો વિચાર કરતા રહીને એનો સર્વ લોકોમાં ઉપદેશ કરે.

૨૩ જો કોઇ માણસથી બીજું કંઇ સારૂં કામ થઇ ન શકે, તો એનો ધર્મ છે કે, તે સર્વદા સર્વને માટે શુભ વિચારો કરે.



## મંત્ર આઠમો.

૨૪. ઉત્તમ જ્ઞાન મેળવો.

૨૫. એક બીજા સાથે મૈત્રી કરો.

૨૬. પોતાના મનને દયાદિ ગુણોથી પવિત્ર કરો.

૨૭. જેમ પૂર્ણ જ્ઞાની લોક પૂજનીય પરમેશ્વરની ઉપાસના કરે છે, તેમ તમે પણ કરો.



## મંત્ર નવમો.

૨૮. તમારા વિચાર સમાન ( દ્વેષ-રહિત ) રાખો.

૨૯. તમારી સભામાં એકતા–સંપ રાખો.

૩૦. તમારાં કામ સમાન હો.

૩૧. તમારાં ચિત્ત સમાન (દ્વેષ-રહિત રાખો.

૩૨. હું તમને સમાન અન્ન આપું છું (એટલે પરમેશ્વરની પાસે કોઇનો પક્ષ-પાત નથી, એ ધ્યાનમાં રાખી માણસોએ નિષ્પક્ષપાત થઇ પોતાના વ્યવહાર કરવાં.

૩૩. એકચિત્ત થઇ પોતાના કામમાં મંડયા રહેવુ.



## મંત્ર દસમો.

૩૪. તમારા અભિપ્રાય સમાન હો.

૩૫. તમારાં હૃદય સમાન (દ્વેષ-રહિત) હો.

૩૬. તમારાં મનમાં એવી એકતા હો કે, જેથી તમારાં સર્વ કામો એકઠાં મળી સરસ રીતે થઈ શકે.



ॐ शान्तिः शान्तिः शान्तिः



# ભજન.

વૈષ્ણવજન તો તેને કહીએ,
 જે પીડપરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોએ,
 મન અભિમાન ન આણે રે. ધ્રુવ.

સકળ લોકમાં સહુને વંદે,
 નિંદા ન કરે કેની રે;
વાચ, કાછ, મન, નિશ્ચળ રાખે,
 ધન ધન જનની તેની રે. ૧

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી,
 પરસ્ત્રી જેને માત રે;
જીહ્વાથકી અસત્ય ન બોલે,
 પરધન નવ ઝાલે હાથ રે. ૨

મોહ માયા વ્યાપે નહિ જેને,
 દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી લાગી,
 સકળ તીરથ તેના તનમાં રે. ૩

વણલોભી ને કપટરહિત છે,
 કામ ક્રોધ નિવાર્યાં રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં,
 કુળ એકોતેર તાર્યાં રે. ૪